॥ अर्हद्‌भ्यो नमो नमः ॥

# વિવેકદર્શક લેખમાલા.

## અંક પહેલો.




લેખક—મુનિ રંગવિમલજી—સુરત.



પ્રકાશક—શા. સાકરચંદ મગનલાલ,
છાપરીયા શેરી–સુરત.

સુરત ખપાટિયા ચકલો, લક્ષમીનારાયણની વાડીમાં આવેલા 'જૈન વિજય' પ્રિન્ટિંગ પ્રેસમાં મુલચંદ કીસનદાસ કાપડીયાએ છાપ્યું.

પ્રતિ ૧૦૦૦] પ્રથમ ભાદ્રપદ. [સં૦ ૧૯૭૩

મુલ્ય ૦-૦-૬

# ખરતરગચ્છીય કેશરમુનિ તથા બુદ્ધિસાગરને સૂચના.

આપના પ્રશ્નોત્તરવિચાર તથા પ્રશ્નોત્તરમંજરીના ભાગો મારા જોવામાં આવ્યા અને મને વાંચતાં આપની ઉપર દયા આવી તેથી આપને સૂચના આપું છું કે આપને હજી કોઈ ગીતાર્થ તથા સત્યવાદિગુરૂઓની ઉપાસના કરવાની બહુ જરૂર છે. કેમકે જો આપ તેવા સત્પુરૂષોની સેવામાં કેટલોક કાલ નિર્ગમન કરશો તો ખરેખર આપના આત્માનો ઉદ્ધાર થશે. આ લખવાનું કારણ આપની ઉપર આવતી ભાવ દયાજ છે. કારણકે આપે આપના પ્રશ્નોત્તર મંજરી ભાગ બીજાના પૃ૪ ૫૬ માં આવી રીતે લખ્યું છે. सम्यग्ज्ञानदर्शनचारित्राणि मोक्ष-मार्गाणि. આ જગો પર સામાન્ય રીતિએ આ ચોપડી આપના તરફથી બહાર પડેલ હોવાથી સ્હેજે આ લખાણ આપનું છે, એમ માનવા તરફ મારૂં મન દોરાય છે, પણ જ્યારે આવા આવા સ્થળો દેખું છું ત્યારે વિચાર થાય છે કે આ લખાણ આપનું ન હોવું જોઈએ. કેમકે શ્રી તત્વાર્થસૂત્ર શ્વેતાંબર તથા દિગંબર બન્ને સંપ્રદાયના બાળકોમાં પરિચિત છે, અને તેમાં આ આપનું જણાવેલું સૂત્ર તો પહેલા અધ્યાયમા પહેલુંજ છે તે આપની ધ્યાન બહાર ન હોય માટે આ અને બીજા પણ ગ્રન્થો જો આપે કોઇ બીજા લેખક પાસે તૈયાર કરાવ્યા હોય તો તેવા અનભિજ્ઞ લેખકો પાસેથી તદ્દન શાસ્ત્રવિરૂદ્ધ લેખો લખાવવા ને આપના નામે પ્રસિદ્ધ કરાવવા તે ઉચિત નથી. માટે આવી જુદી

નામના મેળવવાની અભિલાષાથી પાછા હઠી સાચા ગીતાર્થ ગુરૂની સેવામાં રહેશો એવી મારી ઇચ્છા છે, તે આપના પવિત્ર અંતઃકરણમાં ઉતર્યા વિના રહેશે નહિં એમ ઇચ્છું છું. છતાં જો આપેજ કદાચ તે પુસ્તક લખ્યું હોય તો ખરેખર આપના અભ્યાસને માટે લેખક ઘણુંજ હલકું મત બાંધે તેમાં આશ્ચર્ય નથી કારણ કે આપે એટલો વિચાર ન કર્યો કે શ્રી ઉમાસ્વાતિજી મહારાજે પણ સ્વોપજ્ઞ ભાષ્યથી નિયમિત કરીને જણાવ્યું છે કે સમ્યગ્દર્શન નામનો ગુણ રત્નત્રયીમાં પહેલો છે છતાં તેઓશ્રીના "सम्यग्दर्शनज्ञानचारित्राणि" ના ક્રમને ફેરવીને 'सम्यग्ज्ञानदर्शनचारित्राणि' એવો ક્રમ તે મહાત્માની રચના તરીકે જણાવ્યો છે. આ ઉપરથી આપ જોઇ શકશો કે તત્ત્વાર્થ જેવા પ્રસિદ્ધ સૂત્રના પહેલા અધ્યાયનું પહેલું સુત્ર અને તેના છપાઇને પ્રસિદ્ધ થયેલા સુપ્રસિદ્ધ સ્વોપજ્ઞ ભાષ્યનું આપને ધ્યાન રહી શકતું નથી, ને સમજતા પણ નથી, તો પછી મહારાજ શ્રી આનન્દસાગરજીના પ્રતિજ્ઞા પત્ર તથા તમારી ચોપડી પછી પણ આપેલું આહ્વાન આપ ન સમજી શકો. અને શાસ્ત્રાર્થ કરીને આવતા નિર્ણયની કબુલાત કરતાં નથી પણ તેની જગોપર તમે પોતાનો ખોટો કક્કો ખરો ગણી તેઓશ્રીને કબુલ કરાવવા મથો તેમાં આપની અણુસમજ દશા સિવાય બીજું કંઇ પણ આ લેખક માની શકતો નથી. આપ શાસ્ત્રાર્થ કરવાને કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. એ વાત હવે હું ખુલ્લે ખુલ્લી જણાવી દઉં છું. કેમકે આગળ ચાલતાં આપે લૌકિક અને લોકોત્તર બન્ને માર્ગ વટાવી દીધા છે. કારણ કે આપે "सम्यग्दर्शनज्ञानचारित्राणि"ની જગો પર ઉમાસ્વાતિજીના નામે "सम्यग्ज्ञानदर्शनचारित्राणि" એમ જાહેર કર્યું છે એટલુંજ નહિં પણ 'मोक्षमार्गः' ની જગો પર એક પદ્લિંગના સામાન્ય-

જ્ઞાનવાળાથી પણ નીચી હદે આવી જઈ 'मोक्षमार्गाणि' એમ નપુંસક-લિંગે બહુવચન ભરડી માર્યું છે. આપશ્રી ઉમાસ્વાતિવાચકજીના ભાષ્યને વિચારી વાંચશો તો સ્પષ્ટ જણાશે કે સમ્યગ્દર્શનાદિ ત્રણે પદાર્થનું સમુદિત માર્ગપણું જણાવવા સ્પષ્ટરીતે તેઓશ્રીએ એકવચન રાખ્યું છે છતાં આપે તો 'मोक्षमार्गाणि' એવી રીતે બહુ વચન રાખ્યું. આ ઉપરથી પણ આપ સમજી શકશો કે આપે ઉમાસ્વાતિજીના સામે જુદું સૂત્ર તથા જુદો પ્રયોગ કર્યો છે અને તેઓશ્રીના સદ્વિચારને પણ મૂલથી ઉખેડી નાંખ્યો છે, માટે આશા રાખું છું કે સત્યના ખપી થઈ જાહેર 'मिच्छामिदुक्कडं' દઈ નિર્મલ થશો. એટલેથી લેખકને સંતોષ નથી પણ આશ્ચર્ય સહ લેખકને જણાવવું પડે છે કે કોઇ પણ કોશમાંથી માર્ગ–શબ્દ નપુંસકલિંગે હોય તો જણાવવા મહેરબાની કરશો કે જેથી આપનો 'मोक्षमार्गाणि' પ્રયોગ શાસ્ત્રસિદ્ધ ગણવાને અડચણ ન આવે. અને જો ભૂલ થઇ હોય તો જેઓને માર્ગ સરખા એક જાહેર શબ્દના લિંગની પણ ખબર ન હોય તેવા મનુષ્યો શાસ્ત્રાર્થની વાતો કરવા કે બહાર પડવા તૈયાર થાય તો ખરેખર તે મનુષ્યો તથા તેના પક્ષવાળા નિગોદના અધિકારી થયા શિવાય રહે નહિં એમ આ લેખકનું માનવું છે. અને તેવી વૃત્તિને લીધે પૂર્વના સત્યપુરૂષોની વિરૂદ્ધ આપની વૃત્તિ વધારે ઝલકતી હોય તો તેમાં આ લેખકને કંઇ પણ આશ્ચર્ય લાગતું નથી. આટલું બધું અજ્ઞાન હોવા સાથે આપ આપના ગચ્છના તો ખરેખર આગ્રહી છો કે જુદું લખતાં કોઇપણ પ્રકારે અચકાતા નથી. કારણ કે આપે પ્રભાવકચરિત્રના નામે પ્રશ્નોત્તર મંજરી ભાગ ૩જાના પૃષ્ઠ ૪૮માં 'ततः खरतर नाम वसतीनां परम्परा' એ પાઠ જે અભયદેવસૂરિજી મહારાજના ચરિત્રમાં જણાવ્યો છે, પણ પ્રભાવકચરિત્રના પૃષ્ઠ ૨૬૬મે ચોખ્ખો પાઠ છે

કે 'ततः प्रभृति संजज्ञे, वसतीनां परम्परा' અર્થાત્ અર્થ બેસે, સંધિ સારી હોય તે પાઠ પણ એક પ્યારા ગચ્છના આગ્રહથી ફેરવી નાંખી સંધિથી વિરૂદ્ધ તથા અન્વયના સંબંધ વગરનો કલ્પિત પાઠ લખવો કે છપાવવો તે તમારી કઇ દશા તથા કઇ ગતિ સૂચવે છે તે આ લેખક તો કંઇપણ વિચારી સકતો નથી. જો કે આ લેખક ઉપર આપને દ્વેષ આવશે છતાં જાહેર લોકો ભરમાય નહિં તે માટે મારે આ કરવાની જરૂર પડી છે. અને આ પ્રમાણે આગળ શ્રી ધર્મસાગરજી ઉપાધ્યાયજીએ તમારા પૂર્વજો કે જેઓએ પોતાના ગચ્છના ખોટા આગ્રહથી પાઠ ફેરવ્યો હતો તેને પકડી સભામાં કબુલાત કરાવી હતી અને તે વિગેરે કારણથીજ આપને તેઓના ઉપર સખત દ્વેષ હોય તો તે સંભવિત છે. પણ શિખામણ દેનાર ઉપર રીસ કરવી તે ભાગ્યશાલીની દશા નથી, માટે આપ હવે સમજી તે ખોટા ગચ્છના કદાગ્રહથી વિરમશો. એવી આશા રાખી આટલાથી સમાપ્ત કરતા આ લેખક જણાવે છે કે આપે લખેલી ચોપડીઓમાં શાસ્ત્ર વિરૂદ્ધ વાતો ઘણી છે, છતાં આ માત્ર વાનગી તરીકે જણાવી છેવટે સાચા ગીતાર્થની ઉપાસના કરવાની મૂલ શિખામણ આપને માટે લાયક છે છતાં જો આપ બધી ભૂલો જાણવા માગતા હો તો પન્યાસજી મહારાજે આપેલું આહવાન સ્વિકારી તેઓની પાસે સત્ય અંગીકારની પ્રતિજ્ઞા કરી બધું સમજશો. પ્રતિજ્ઞાનો અંગીકાર કરી સમજ્યા શિવાયનો તમારો કે તમારા પક્ષનો કોઇ પણ લેખ બહાર પડશે તો તેનો ઉત્તર કોઇ પણ નહિં આપે અને ઉત્તરને તમે યોગ્ય પણ નથી. એ વાત આ લેખથી તમને કે બીજાને પણ સ્હેજે જણાશે.

---

# પ્રશ્નોત્તર વિચાર સમીક્ષા.

## તેમાં જે લખ્યું છે તે શાસ્ત્ર વિરોધી છે છતાં તેના ટુંક ઉત્તર રૂપ નીચેની બીના સમજશો કે?



૧. તમે પ્રશ્નોત્તર વિચારમાં 'સેયં ખલુ' આદિ વાક્યોથી કલ્યાણક ગણવું જણાવ્યું તો શ્રીઋષભદેવજી મહારાજના વંશસ્થાપન, રાજ્યાભિષેક, વિવાહઆદિ કૃત્યોમાં ઇન્દ્રોએ તેવો ઉચ્ચાર કર્યો છે, માટે તેને પણ કલ્યાણક માનશો. વાસ્તવ્યતાએ જીન-વલ્લભની જે પ્રરૂપણા છ કલ્યાણકની થઇ તે શાસ્ત્ર વિરૂદ્ધ છે. એ બાબત્તમાં જીનવલ્લભ કરતાં એક પણ પહેલાનો પુરાવો તમે છ કલ્યાણકનો આપ્યો નથી, માટે જીનવલ્લભે જો શાસ્ત્રા-ધારે કહ્યું હોય તો તેની પહેલાના પુરાવા આપશો, તેની પછીના લેખો તો નકામા છે કેમકે જીનવલ્લભે તે ગ્રંથો જોઇને છઠું કલ્યાણક કહ્યું એમ બનેજ નહી. ગર્ભસંક્રમણને ગર્ભા-પહારમાં ફેર સમજીને હવેથી તમે પણ ગર્ભાપહારને કલ્યાણક ન કહેતાં ગર્ભસંક્રમણને કલ્યાણક કહેશો.

૨. પોષધ બાબતમાં આપેલા પાઠોમાં એક પણ એવો પાઠ નથી કે જે પર્વ શિવાય પોષધનો નિષેધ કરતો હોય. વ્રતનું કાલથકી પરિમાણ દર્શાવતા કહેલું જે न तु प्रतिदिवसाचरणीयौ' વાક્ય છે એ વાક્યથી જો કહેવા માગો તો તેમાં તમારી અજ્ઞતાછે. કેમ-

કે શાસ્ત્રકાર પોતેજ 'प्रतिदिवसाचरणीयौ' નો અર્થ ચોખ્ખો કરે છે કે पुनः पुनरुच्चार्यंते, અર્થાત્ વારંવાર ઉચરવા એટલે પૌષધ ને અતિથિસંવિભાગ એક દિવસમાં વારંવાર ન ઉચ્ચરાય એમ ચોખ્ખું જણાવે છે. શ્રી અભયદેવસૂરિજી મહારાજ સમવાયાંગની વૃત્તિમાં સ્પષ્ટપણે જણાવે છે કે पोषधं पर्वादिनानुष्ठानं એ વ્યુત્પત્તિ નિમિત્તજછે, પણ પ્રવૃત્તિ નિમિત્તતો જ્યારે જ્યારે આહારાદિકનો ત્યાગ કરે ત્યારે ત્યારે પોષધ થાય એમ ચોખ્ખું જણાવે છે. તત્ત્વાર્થમાં પણ (પ્રતિપદ) વિગેરે કોઇ પણ દિવસે પૌષધ કરવાનો સ્પષ્ટ લેખ છે.

૩. તમારા મતે પર્યુષણને માટે પણ સમવાયાંગનો ૭૦ દિવસ બાકી રહ્યા સંવચ્છરી કરવી એવો સ્પષ્ટ લેખ છે, તેને તમે માન્યો નથી. તથા તમારા લખેલા પાઠોથી અષાઢ શુકલ ચતુર્દશીને દિવસે સંવત્સરી કરવી એજ ઉત્સર્ગ માર્ગ છે, માટે ચોમાસીના પાઠને સંવત્સરીના પાઠ તરીકે ગણવો તેમાં તમારી અજ્ઞાનતાનોજ અપરાધ છે.

૪. તમારી પટ્ટાવલીથી પણ એટલુંજ સાબીત થાયછે કે જીનવલ્લભે ફક્ત શ્રી અભદેવસૂરિજી પાસે ઉપસંપદ્ લીધી હતી. અને ઉપસંપદ્ યાવજ્જીવની હતી તેવો કોઇ પણ લેખ તમે આપ્યો નથી ને જીનવલ્લભે તો 'प्रश्नोत्तरैकषष्टिशतक માં પોતાના ગુરૂ તરીકે ચૈત્યવાસી 'जिनेश्वर' ને જણાવ્યા છે માટે તેમના લેખ આગલ તમારી વાત નકામી છે.

૫. ઉપદેશ સપ્તતિનો પાઠ તો તમારો આગ્રહ બતાવે છે કેમકે અભયદેવસૂરિજીના નામે તમે પોતાના ગચ્છને ઉંચો ગણાવવા

માગો છો. નહિતર તો શ્રી જીનેશ્વરસૂરિથી તમારો ખરતરગચ્છ થયેલો લખત. પ્રભાવકચરિત્રમાં ખરતર શબ્દનો ગંધ પણ નથી તમારી પટ્ટાવલીમાં તમારો ગચ્છ 'અતિખરા' છે, માટે તમે હવેથી તમોને "अतिखरगाच्छीय" કહેવડાવશો. પાટણની વાત અભયદેવસૂરિજીની દીક્ષા પહેલાની છે ને સંવત્ ૧૦૮૦ માં તો અભયદેવસૂરિજી ગ્રન્થશોધક તરીકે બહાર પડેલા છે, તથા ૧૦૮૦માં દુર્લભરાજા પાટણમાં ન હતો, તથા ૧૦૮૦માં શ્રી જીનેશ્વરસૂરિજી તથા શ્રી અભયદેવસૂરિજી પણ પાટણમાં નહિં, પણ બીજે સ્થલે હતા. તે વાત તેમના ગ્રંથોથી સાબીત થાય છે.

૬. ઇરિયાવહી પડિક્કમ્યા પછી તમારા આપેલા બધા પાઠોમાં આલોયણ-વંદન-સ્વાધ્યાયની વાત છે અને તેમાં તો ઇરિયા વહી પહેલી પડિક્કમવા શાસ્ત્રકાર કહે છે અને તે વાત તપાગચ્છીઓ પણ માનેજ છે. તમારા પાઠોમાં કોઇ પણ જગોપર મુહપત્તિ પડિલેહવી આદિ સાદ્યોપાન્ત સામાયિકનો વિધિ છે નહિં કે જેથી સામાયિકનો વિધિ તે ઉપરથી સાબીત થાય. ઘણીની જગો પર તો ઇરિયાવહિયા પડિક્કમ્યા પહેલાંજ સામાયિક ને થઇ ગયું એમ જણાવે છે તો તે ઇરિયાવહી સામાયિક-સંબંધી કેમ ગણાય ?

૭. ૠતુવાલી સ્ત્રી જિન પૂજા ન કરે એમ તમે જણાવ્યું તે ઉપરથી તમામ સ્ત્રીઓ કે તમામ યુવતીઓ (જુવાન સ્ત્રીઓ) ને પૂજાનો નિષેધ નથી એમ તમે માનનારા છો. તો તમે તપાગચ્છીઓની માન્યતાને કબુલ કરી છે, અને જીનદત્તે

સ્ત્રીને પૂજા કરવાનો અધિકાર નથી એવી જે પ્રરૂપણા કરી હતી તેને તમે મિથ્યા માની છે. કેમકે તમારા લેખમાં એકકે જીનદત્ત કરતાં પહેલાનો પુરાવો તમે આપ્યો નથી કે જેથી સ્ત્રીઓએ શ્રી જીનપુજા ન કરવી એમ સાબીત થાય. આવી રીતે ટુંકાણમાં તમને માર્ગ દર્શાવ્યો છે, ને વિસ્તારાર્થ જોવો હોય તો આગળ જણાવ્યું તેમ સાચા ગીતાર્થની ઉપાસના કરવી એજ ખરેખરો ઉપાય છે.

---

# પર્યુષણ મીમાંસા.

---

આત્મ કલ્યાણનેજ ઇચ્છનાર ભવ્ય જીવોએ કદાગ્રહનો ત્યાગ કરી પોતાની શાસ્ત્ર પરંપરાની રીતીને અનુસરીને ધર્મ અનુષ્ઠાન કરવામાં નિરંતર ઉદ્યમશીલ બનવું જોઇયે, તથા સંસારિક ઉપાધી છોડી દઇ જેઓએ ત્યાગવૃત્તિ આચરણ કરેલી હોય. તેવા મહાત્માઓ પરત્વે દૃઢ પ્રેમ તથા તેમના સ્યાદ્વાદયુક્ત વચનોમાં અપૂર્વ શ્રદ્ધા ધારણ કરવી જોઇયે. આ રીતી શાસ્ત્રોકત હોવા છતાં પણ વર્તમાન સમયમાં ખેદ પૂર્વક એટલું જણાવવું આવસ્યકીય છે કે પક્ષપાતી અને કદાગ્રહી મનુષ્યો નિરંતર નિંદાદિ ધર્મ કૃત્યોમાં પરસ્પર પ્રવર્તી સત્યધર્મનો તિરસ્કાર કરે છે. શું આ બિના શાસન રસીકોના ચિત્તમાં અનુચિત નથી લાગતી ? હાલમાં કેવલજ્ઞાની અથવા મનઃ-પર્યવજ્ઞાની પુરૂષોનો અભાવ છે; અવધિજ્ઞાની પુરૂષો પણ દૃષ્ટિગોચર થતા નથી. અરે ! અવધિજ્ઞાની તો શું પરન્તુ મતિજ્ઞાનના ભેદરૂપ જાતિ-

સ્મરણ જ્ઞાનવાળા પણ કોઇ દેખાતા નથી, હવે માત્ર ક્ષાયોપશમિક-મતિજ્ઞાનવાળા તથા શ્રુતજ્ઞાનવાળા પુરૂષો રહ્યા તેમાં પણ કેટલાક પંડિત મન્ય યુક્તિપ્રયુક્તિથી પોતપોતાનું શાસ્ત્ર વિરૂદ્ધ મન્તવ્ય સ્થાપન કરવા માટે આભિનિવેશીક મિથ્યાત્વ સેવન કરે છે. શાસ્ત્રનું રહસ્ય જાણવા છતાં પણ અસત્યપક્ષનું સ્થાપન કરવા અને સત્ય-પક્ષનું ખંડન કરવા પ્રતિદિન તનતોડ શ્રમ કરે છે. તેમજ શ્રીમાન્ જીનેશ્વર કથિત સત્ય તત્વો વિરૂદ્ધ પ્રરૂપણા કરે છે

આ વર્ષે બે ભાદ્રપદ હોવાથી કયા ભાદરવા માસમાં પર્યુષણ પર્વ આરાધન કરવું જોઇએ, તેમાં મત ભેદો પડેલા છે. તે માટે સત્ય પક્ષ શું છે! અને શાસ્ત્રવિધાન આ સંબંધમાં શું છે? તે આ નિચેની બીના વાંચ્યાથી આપને સહજ સ્ફુરણ થશે.

પ્રથમ તો પર્યુષણા એટલે શું? તે જાણવું જોઇએ. "પર્યુષણા એ શબ્દની વ્યુત્પત્ત્યર્થ परि सामस्त्येन उषणा पर्युषणा । तत्र पर्युषणाशब्देन सामस्त्येन वसनं वार्षिकं पर्व च द्वयमपि कथ्यते । तत्र वार्षिकं पर्व भाद्रपदसितपञ्चम्यां कालिकसूरेरनन्तरं तु चतुर्थ्यामेवेति व्युत्पत्त्यर्थः ॥

સમસ્ત પ્રકારે વસવું, રહેવું અર્થાત્ આ વ્યુત્પત્તિનો વિશાલ અર્થ એજ નિકળે છે વાર્ષિક પર્વ રૂપ વિશેષ પ્રકારે પર્યુષણ પર્વમાં કરવા યોગ્ય કાર્યો જેવા કે:-

संवत्सरप्रतिक्रान्तिर्लुञ्चनं चाष्टमं तपः । सर्वार्हद्भक्तिः पूजा च, सङ्घस्य क्षामणं मिथः (૧. સાંવત્સરીક પ્રતિક્રમણ, ૨. કેશ લુંચન, ૩. અઠ્ઠમ તપશ્ચર્યા, ૪. સર્વે તીર્થંકરોની ભક્તિ પૂજા વિગેરે, ૫. ચતુર્વિધ સંઘ સાથે માંહોમાંહે વેર વિરોધની ક્ષમાપના.) આ પાંચ ધર્મ કર્તવ્યો કરવામાં ઉદ્યમશીલ રહેવું જોઇએ.

આ પર્યુંષણાના બે પ્રકાર છે. ૧. ચોમાસું રહેવું, ૨. સંવત્સરી, ૧. ચોમાસુ એટલે કે મુનિઓ વિહાર કરતાં કરતાં ચાતુર્માસ માટે અમુક સ્થળે ચાતુર્માસ કરવા જાય, અને ત્યાં વસતી વિગેરેની સવડતા, તેમજ બીજી સર્વ સાધુઓના આચાર સચવાય તેવી, તેમજ ઉપાશ્રય દેહરાસર, સ્થંડિલભૂમીકા, શ્રાવકોની ઉત્તમ ભક્તિભાવ વિગેરે અનુકુળતાઓનો વિચાર કરી અષાઢ શુકલ ૧૪ને દીને ચાતુર્માસિક પ્રતિક્રમણ કરે, પરન્તુ ચાતુર્માસનો નિર્ણય તો છેવટમાં છેવટ પંચક (પાંચ પાંચ દિવસની) વૃદ્ધિ કરતાં ભાદરવા સુદ પાંચમે તો કરીજ લે છે; કારણ કે ચોમાસું આવવાનું હોય છે ત્યારે વરસાદના ભયને લીધે ઘણા ગૃહસ્થોએ અગાઉથી, અને કેટલાક અવશેષ રહેલાઓએ વરસાદ આવ્યા પછી પણ પોતાના ઘરો સુધરાવવા વિગેરે નિયમીત કર્યા હોય છે તેથી સાધુઓને નિવૃત્તિ કરવાનું કારણ રહે છે. અને કદાચ વસતી વીગેરેની અનુકુળતા ન હોય તો શ્રાવક જ્યારે સાધુને પુછી જુએ કે 'મહારાજજી-સાહેબ-! આપનું અત્રે રહેવાનું હવે નિયત થયું છે ને! ત્યારે મુનિ આવોજ પ્રત્યુત્તર આપે કે પાંચ દીવસ છીએ, એમ અનુક્રમે જ્યાં સુધી પોતાની અનુકુળતાઓ જોવામાં ન આવે તો પાંચ પાંચ દીવસ વધારતાં છેવટે ભાદરવા સુદ ૫ મે તો અવશ્ય નિર્ણય કરેજ છે; માટે તે ઉપરથી એજ સિદ્ધ થઈ શકે છે કે અષાઢ ચોમાસું તે પર્યુંષણા તરિકે ગણવામાં આવે છે.

મુનિઓએ અભિવર્ધિત વર્ષમાં અષાઢ ચોમાસા પછી ૨૦ દીવસે સ્થિર થવું જોઇએ અને ચાંદ્રવર્ષાદિ હોય ત્યારે અષાઢ ચોમાસા પછી ૫૦ દીવસે સ્થિર થવું જોઇએ, કારણ કે અભિવર્ધિત માસ હોય ત્યારે વરસાદ વહેલોજ આવે છે. વરસાદની શરૂઆત જુનની તારીખ

૧૨ મીથી થાય છે. અને તેનેજ લીધે સરકારે પણ જુનની તારીખ ૧૨ મીથી રેલ્વે કંપનીમાં જે કાંઇ નુકશાન થાય તે ભરી આપવું એવો ઠરાવ કરેલ છે; તેમજ સરકારી કોરટ, સ્કુલ વિગેરે સમર (Summer) માં વેકેશનની (ઉન્હાળાની) રજાઓ પડે છે તે પણ જુનની તારીખ ૧૨ મીએ ખુલ્લી થઇ જાય છે તે ઉપરથી જણાય છે કે ઉન્હાળાની હદ જુન તા૦ ૧૨મી સુધીનીજ છે. પણ ત્યાર પછી ચોમાસાની શરૂઆત થઈ જાય છે, તેમજ અભિવર્ધિત-વર્ષમાં આદ્રાનક્ષત્ર પણ મોડુંજ બેસે છે, અભિવર્ધિત માસ ગણતરિમાં આવતોજ નથી, અને જો ગણતરિ તરિકે લેવામાં આવે તો નિચે પ્રમાણે દોષો ઉદ્‌ભવવા સંભવિત છે. તે પક્ષપાત રહિત મહાનુભાવોએ વિચાર કરવા યોગ્ય છે, તેમજ એ દોષોના ભાગી ન થવાય તેથી સાવચેત રહેવું આવશ્યક છે. અધિકમાસ માનનારાઓ તેમજ પ્રથમ ભાદરવા માસમાં સાંવત્સરીક પ્રતિક્રમણ કરનારાઓને બીજા આવતા વર્ષના ચાતુર્માસીક ક્ષમાપના સમયે पंचण्हं मासाणं दसण्हं पक्खाणं पंचासुत्तरसयराइदिआणमित्यादि" તેમજ બીજા આવતા વર્ષના સાંવત્સરીક ક્ષમાપનામાં तेरसण्हं मासाणं छवीसण्हं पक्खाणं એ વિગેરે પાઠોની અસત્ય કલ્પનાઓ ઉભી કરવી પડશે અથવા બીજી બાબત એ છે કે કોઇ વખત ૧૬ દીવસનું પખવાડીયું હોય છે અને કોઇ વખત ૧૪ દીવસનું હોય તે વખતે एकपक्खाणं पन्नरसण्हं दिवसाणं એ પાઠને બદલે નવો પાઠ एकपक्खाणं सोलसण्हं दिवसाणं બોલવો જોઇએ જો આવી રીતે અધીકમાસ ગણતરી તરિકે માનનારાઓની મન્તવ્યતા પ્રમાણે નવી કલ્પના પુરઃસર નવો પાઠ ઉભો કરવામાં આવે તો તેથી શ્રી વીતરાગ પ્રભુની આજ્ઞાનો ભંગ થાય છે, કેમકે કષાયની સ્થિતિ વધી જશે.

હવે લૌકીક વ્યવહાર તરફ દૃષ્ટિ નાંખીએ તો સહેજે જણાય છે કે લૌકીક જનો પણ અધિક માસમાં પોતાના નૈમિત્તિક કૃત્યો કરતા નથી જેવાંકે **યજ્ઞોપવિતાદી, અક્ષયતૃતીયા, દિપાલીકા** ઇત્યાદી.

દિગંબરો પણ અધિક માસને તુચ્છ ગણી ભાદરવા સુદ ૫ થી પૂર્ણિમા સુધી **દશલાક્ષણીક** નામ પર્વ માને છે.

**અધિકમાસ સંજ્ઞી** પંચેદ્રી નથી માનતા **એટલુંજ** નહી પરંતુ **એકે**-ન્દ્રીય વનસ્પતી પણ **અધિકમાસ**માં ફળ આપતી નથી, જેમકે બે **માસ હોય** તો આમ્રાદિ વનસ્પતી પહેલામાં ફળતી નથી, પણ બીજા માસમાંજ ફળે છે એ વિષેના સંબંધમાં **આવશ્યકસુત્ર**ની નિર્યુક્તિના **પ્રતિક્રમણ અધ્યયન**માં કહ્યું છે કેઃ—जइ फुल्ला कणिआरया चुअअ ! अहिमासयमि घुंडमि तुह न खमं फुल्लेउं, जइ पच्चंता कर्रिति डमराइं ॥१॥ અર્થાત્ અધિક માસની ઉદ્ઘોષણા થયે છતે જો કર્ણિકારક ફળતા હોય તો ફળે પરંતુ હે ! આમ્ર વૃક્ષ ! દરેક યુગમાં તને ફળવું ઉચીત નથી. જે નીચ હલકી વનસ્પતિઓ કાર્ય કરે તે શું ? તારે પણ કરવું જોઇએ ? કરે તો ઉપદ્રવ થાય ૧લો ચંદ્ર ૨જો ચંદ્ર ૩ જો અભિવર્ધિત ૪ થો ચંદ્ર ૫મો અભિવર્ધિત એ ગણતરી પ્રમાણે ૩ અને ૫ મે વર્ષે પોષ અને અષાઢ માસ અધિક આવે તોપણ ફાગણેજ ચોમાસુ થાય. અને અષાઢ માસ અધિક આવે તો બીજા અષાઢેજ ચોમાસુ થાય, અને તિથી અધિક છતાં બીજી ચોદસેજ પાક્ષિક પ્રતિક્રમણ થાય. એમાં જો અધિકને પ્રમાણ ગણીયે તો અનુક્રમે પડીકકમણા પછી તરત થયેલા કષાયને સંજવલનની પ્રત્યાખ્યાનાવરણીની અપ્રત્યખ્યાનાવરણીની સ્થિતિ ઓલંઘીને અનુક્રમે અપ્રત્યાખ્યાની પ્રત્યાખ્યાની અને અનંતાનુબંધી થઇ જાય. અને તેથી સાધુપણું, દેશવિરતિપણુ, અને સમકિતદષ્ટિપણું અનુક્રમે હણાઇ જાય. અને અધિકમાસ કે તિથીને કાલચૂલા તરિકે ગણીયે

તો એકકે અડચણુ આવે નહીં. તેમજ મહિના અગર તિથી વધેલાના જુદા નામ પાડવામાં આવતાં નથી. પરન્તુ એજ નામોથી ઓળખાય છે, તેથી પણુ સિદ્ધ થાય છે કે અભિવર્ધિતમાં માસ ગણુતરીમાં લેવામાં આવતો નથી.

બે શ્રાવણુ, બે ભાદરવા, અને બે આસોમાસ વિગેરે હોય તોપણુ તે કાલચૂલા ગણાય છે. કાલચૂલા એટલે કે જેમ મેરૂ પર્વત એક લાખ જોજનનોજ છે એમ કહેવાય છે, કારણુ ચાલીસ જોજનની ઉપરની ચૂલીકા ગણુતરીમાં આવતી નથી, તેવીજ રીતે અધિક માસ હોય ખરો પણુ પર્વારાધકની ગણુતરીમાં આવે નહી, અધિક માસને હીસાબમાં લેવાથી જૈન ટીપણુાનાં કાલમાં પણુ ચોમાસી ને સંવત્સરીની અનિયમીત સ્થિતિ થશે. કારણુ કે જૈન પંચાંગના અનુસારે એક યુગમાં બે અધિક માસ તો આવેજ છે. અર્થાત્ યુગના મધ્યમાં બે પોષ માસ આવે છે. અને યુગાન્તમાં બે આષાઢ માસ આવે છે. તેના માટે નિચેનો પાઠ જુવો—"जइ जुगमज्झे दो पोसा जइ जुगंते दो आसाढा." જો કે જૈન પંચાંગનો વિચ્છેદ થયો છે, તેથી હમણા લૌકિકટીપ્પણુાના આધારે વર્તવું જરૂરનું છે, કારણુ કે લૌકિક ટીપ્પણુાના આધારે ચાલવાને શ્રી જીનવલ્લભ કલ્પસૂત્રની ટીકા સંદેહવિષૌપધિમાં પણુ સ્પષ્ટપણે કહે છે. તેનો પાઠ તેની સમાચારીમાં પાછળ આવેલ છે. તે સુજ્ઞ વાંચકોને અવલોકવા ભલામણુ છે. સંવત્સરીની નિયમીત સ્થિતિ અને તેના નિયમિત દિવસને કલ્પસૂત્રમાં છેવટના દીવસે પણુ અપરાધો ખમાવવા, અને ન ખમાવે તો શ્રમણુ સંઘ બ્હાર કાઢવાનો પાઠ છે, જે પાછળ આવેલ છે. તે જોવા સૂચના કરૂં છું.

પચાસ દીવસમાં અધિક મહિનો હોય છતાં તેને ગણુવો અને સી-તેર દીવસમાં અધિક ન હોય તોપણુ અધિક ગણુવો અને અધિક હોય

તો સો દીવસ કરવા એને માટે યુક્તિ તેમજ શાસ્ત્ર એકકે પ્રમાણ નથી. તેમજ અધિક માસને માટે વાદી આ પ્રમાણે શંકા કરે છે.

"अधिकमास किं काकेन भक्षित: ? किं वा तस्मिन् मासे पापं न लगति ? उत बुभुक्षा न लगति ? અર્થાત્ અધિક માસમાં ભુખ લાગતી નથી? તેમજ શું પાપનો બંધ થતો નથી? વિગેરેના પ્રત્યુત્તરમાં કલ્પસૂત્રસુબોધિકામાંજ જણાવ્યું છે કે "इत्याद्युपहसन् मा स्वकियं ग्रथिलत्वं प्रकटय." આ પ્રમાણે ઉપહાસ કરતો થકો પોતાનું જડવાદીપણું પ્રગટ ન કર! કારણ કે ક્ષુધા વેદના અને પાપ બંધનમાં અધિકમાસ કારણ નથી. જો માસ કારણીક હોય તો નારકીના જીવો તેમજ અઢીદ્વીપની બહાર રહેનારા તિર્યંચોને પણ ક્ષુધા વેદના તથા પાપ બંધ ન થવો જોઇએ. ત્યાં માસ પક્ષ વીગેરે કાલનો વ્યવહાર નથી. વળી દેવપૂજા પ્રતિક્રમણ વિગેરે ક્રીયાઓ દીનબદ્ધ છે, પણ માસબદ્ધ નથી; તેથી નિત્ય કર્મમાં અધિકમાસ હાનીકારક નથી. જેમ નપુંસક મનુષ્ય સ્ત્રીના ઉપયોગમાં આવી શકે નહી, પરન્તુ કોઇપણ વસ્તુ લાવવી મુકવી વિગેરે ઘરના કામકાજને અંગે નિષ્ફળ ગણાતો નથી, તેજ પ્રમાણે અધિકમાસનું પણ જાણવું.

આ ઉપરથી સર્વ વાંચક મહાશયોના જાણવામાં આવ્યું હશે કે અધિકમાસ ગણતરીમાં લેવામાં આવતો નથી એક અધિક માસની પ્રમાણતા સ્વીકારવામાં અનેક પ્રકારની શંકાઓ ઉપસ્થિત થાય છે અને અધિક માસ ગણતરીમાં નહી લેનારને કાંઇ પણ દોષ નથી તે પ્રમાણે આપ સર્વ સુજ્ઞવાંચક મહાશયો પણ અધિક માસને નિઃસત્વ માની અનેક સંશય રહિત થાઓ. તિથિ માટે તો શ્રીમાન્ ઉમાસ્વાતિમહારાજજીએ પણ કહ્યું છે કે—"क्षये पूर्वा तिथिकार्या वृद्धौ कार्या तथोत्तरा"

તાત્પર્ય એ છે કે અષ્ટમીનો ક્ષય હોય તો સાતમનો ક્ષય ગણવો, તેમજ બે આઠમ હોય તો બે સાતમ ગણવી, તેમજ બે ચતુર્દશી હોય તો બે તેરસ ગણવી; આ રીતિએ નહી માનવાવાળાઓ તિથીના વીરાધક બને છે. બે આઠમ બે ચાદસ માનવા વાળાઓને આઠમ અને ચૌદસનો ક્ષય પણ માનવો જોઇએ, કોઇ વખત પૂર્વની તિથિ માનવી અને કોઇ વખત આગલની માનવી તે ઘેલીની પહેરણા જેવું છે. આ લખાણમાં શ્રી જિનેશ્વરની આજ્ઞા વિરૂદ્ધ હોય તેની સૂચના થવાથી સુધારી લેઇશું.



# "પર્યુષણ એટલે શું"

---

પર્યુષણા એ શબ્દનો અર્થ કેટલાક મતવાળા ફક્ત સંવત્સરી પ્રતિક્રમણ કરવું એમ કહે છે ને એવી રીતે અર્થ કરીને ભોળા, અજ્ઞ લોકોને સમજાવી. પોતાના પક્ષમાં ખેંચવા ઇચ્છે છે, પણ ઉત્સૂત્રથી ડરતા નથી એટલુંજ નહિ પણ ઉલટા સત્યપક્ષવાળા ઉપર આક્ષેપ કરે છે. પણ એ લોકો ભવભીરૂતા ધારણ કરી સત્યતાનો ખપ કરી મધ્યસ્થપણે સૂત્રનો અર્થ વિચારશે તો માલુમ પડશે કે પર્યુષણ શબ્દનો અર્થ સ્થિરતાથી ચોમાસું કરવાનો કહે છે તે પાઠ કલ્પ-સુત્રની સમાચારીમાં નીચે મુજબ—

तेणं कालेणं तेणं समएणं समणे भगवं महावीरे वासाणं सवी-सइराए मासे विइक्कंते वासावासं पज्जोसवेइ ?

से केणट्ठेणं भंते, एवं वुच्चइ ? समणे भगवन् महावीरे वासाणं सवीसइराए मासे विइक्कंते वासावासं पज्जोसवेइ ?

जओ णं पाएणं अगारीणं अगाराइं कडियाइं उक्कंपियाइं छन्नाइं लित्ताइं इत्यादि जाव वासावासं पज्जोसवेइ.

**અર્થ**—તે કાલને વિષે તે સમયને વિષે શ્રમણ ભગવાન મહાવીર મહારાજે વર્ષાકાલના ૨૦ દિવસ સહિત મહિનો ગયે છતે વર્ષાકાલમાં

સ્થિર રહેવા રૂપ પર્યુષણ કર્યા હતા, (૧) હે ભગવન્ શા માટે એમ કહેવાય છે કે શ્રમણ ભગવાન મહાવીરે ૧ મહિનો ને ૨૦ દિવસ ગયે છતેજ ચોમાસાની સ્થિરતા રૂપ પર્યુષણ કર્યાં ? (ગુરૂ ઉત્તર દે છે કે) જે હેતુ માટે પ્રાયે કરીને ગૃહસ્થોના ઘરો ટાટાએ કરીને સહિત, ચુના આદીથી ધોળેલા, વરસાદના છાંટા ન આવે માટે ઘાસ આદીથી ઢાંકેલા, છાણ આદીથી લીપેલા, (ઇત્યાદીક) તેઓએ પોતાના માટે તૈયાર કરેલા હોય છે, તે માટે શ્રમણ ભગવાન મહાવીરે વર્ષાકાલના ૫૦) દીવસ ગયે છતે ચોમાસાની સ્થિરતારૂપ પર્યુષણ કર્યાં. હે મહાનુભાવો! હવે મધ્યસ્થપણે આ પાઠ અને તેના શબ્દાર્થનો વિચાર કરશો તો માલુમ પડશે કે પર્યુષણ એટલે સ્થિરતાએ ચોમાસું રહેવું કારણકે જો પર્યુષણાનો અર્થ સંવત્સરી કરીયે તો મહાવીર ભગવાન પણ સંવત્સરી પ્રતિક્રમણ કરતા હતા એવું સાબિત થાય, અને લઘુપર્યુષણનિર્ણયમાં એવી રીતે લખ્યું પણ છે, પરંતુ તેઓએ અને વાંચક વર્ગોએ શુદ્ધ દૃષ્ટિથી વિચારવું જોઇએ કે ભગવાન કલ્પાતીત હતા અને તેને સંવત્સરી કે કોઇપણ પ્રતિક્રમણ હોય નહિ માટે પર્યુષણ એ શબ્દનો અર્થ સંવત્સરી નહિ પણ ચોમાસું રહેવું એવું ખુલેખુલ્લું સિદ્ધ થાય છે. આજ સ્થિરતારૂપ પર્યુષણની વાત શ્રી સમવાયાંગ તથા ઠાણાંગજીમાં પણ સ્પષ્ટપણે જણાવેલી છે.



## पंन्यासजी आनन्दसागरजी माहाराजे बहार पाडेला प्रतिज्ञा पत्रो।

अर्हं

# ॥ प्रतिज्ञापत्रम् ॥

प्रणम्य शङ्खेश्वरपुरावतंसं पार्श्वसेवितपार्श्वं लिख्यते श्रीसङ्घसमक्षमेतत् यदुत पुरस्तान्निर्देक्ष्यमाणेषु विषयेषु सप्तसु विद्वद्भिरवधार्य शास्त्रार्थं निवेदितः पक्षः स्वीकार्योऽस्माभिः

विषयाश्चेमे

१ श्रीमहावीरजिनस्य कल्याणकानां पञ्चकं षट्कं वा ?

२ अपर्वस्वपि पोषधः प्रतिषेध्यो न वा ?

३ श्रावणभाद्रपदान्यतरवृद्धौ सांवत्सरिकप्रतिक्रान्तिः कदा कार्या ?

४ जिनवल्लभायोपस्थापनोपसंपदाचार्यपदेषु कतमत् श्रीनवाङ्गीवृत्तिकारकश्रीअभयदेवसूरिभिः समार्पि ?

५ श्रीजिनेश्वरसूरये दुर्लभेन राज्ञा पत्तने चैत्यवासिविजयेन खरतरबिरुदं सहस्रे समानामशीत्यधिके प्रादायि नवा ?

६ ईर्यापथिकी सामायिकोच्चारात्प्राक्कर्तव्या न वा ?

७ स्त्रिया जिनपूजा कार्या नवा ?

**खरतरगच्छीयकृपाचन्द्रै**र्ज्ञापितमेतत् यदुत **घटप**ऽ समक्षं सदसः चिकीर्षा मे शास्त्रार्थस्येति पत्रस्य प्रादुर्भावोऽस्य, वेविद्यन्ते च तत्र राजसभालङ्करणा विद्वांस इति न निर्णेतृचिन्ता, आशास्महे च पौषीतो भविष्यति प्रारम्भः शास्त्रीयधर्मवादस्य, स्वीकरिष्यन्ति चेत्स्फुटं मुद्रणेनान्तः पक्षस्य **कृपाचन्द्राः** ॥अलेखीद**मानन्दसागरैः**॥ ख्यातीकृतं च **पत्तना**द्बाध्धिनमितसप्तम्याम् ।

---

# પ્રતિજ્ઞા પત્ર.

---

**શ્રી અંતરીક્ષપુરને** વિષે મુકુટસમાન અને પાર્શ્વ નામના યક્ષે સેવ્યાં છે પાસાં જેનાં એવા શ્રી **પાર્શ્વનાથને** પ્રણામ કરીને શ્રી **સંઘ**સમક્ષ આ લખીયે છીયે કે આગળ જણાવવામાં આવશે એવી સાત બાબતોમાં **શાસ્ત્રાર્થ** સાંભળીને શાસ્ત્રીઓ જે પક્ષ નિવેદન કરશે તે હમે કબુલ કરીશું.

બાબતો આવી રીતે.

૧ શ્રી **મહાવીરસ્વામીનાં** કલ્યાણકો પાંચ કે છ ?

૨ **અષ્ટમી** ચતુર્દશી આદિ પર્વ શિવાયના દિવસોમાં પોષધનો નિષેધ કરવો કે નહિ ?

૩ શ્રાવણ કે ભાદરવાની વૃદ્ધિ હોય તો સંવત્સરી પડિક્રમણું ક્યારે કરવું ?

૪ **જિનવલ્લભ**ને વડીદીક્ષા ઉપસંપદા અને આચાર્ય પદવીમાંથી કઈ વસ્તુ શ્રી**નવાંગીવૃત્તિ**કારક શ્રી **અભયદેવસૂરિજી**એ આપી ?

૫ શ્રી **જિનેશ્વરસૂરિને દુર્લભરાજાએ પાટણ**માં ચૈત્યવાસિને જીતવાથી ૧૦૮૦માં ખરતરબિરૂદ આપ્યું કે નહિ ?

૬ ઇરિયાવહી સામાયિક ઉચરવાથી પહેલાં કરવી કે નહિ ?

૭ સ્ત્રીએ જિનપૂજા કરવી કે નહિ ?

**ખરતર**ગચ્છના **કૃપાચન્દ્રે** એમ જણાવ્યું છે કે **વડોદરા**માં સભા સમક્ષ શાસ્ત્રાર્થ કરવાની મારી ઇચ્છા છે તેથી આ પત્રને જાહેર કર્યો છે. ત્યાં રાજસભાને શોભાવનાર શાસ્ત્રિઓ છે માટે નિર્ણય કરનારની ચિંતા નથી, ઇચ્છીયે છીએ કે **પોષ** પૂર્ણિમાંથી શાસ્ત્રીય ધર્મવાદનો આરંભ થશે જો પ્રગટ પખવાડીમાં છાપાદ્વારાએ અંગીકાર કરશે **કૃપાચંદ્રજી**. આ **આનંદસાગરે** લખ્યું અને પ્રસિદ્ધ કર્યું **પાટણથી આસો** શુદ ૭. સંવત ૧૯૭૦.

---

# श्रीवीरो विजयतेतराम्

---

खरतरगच्छीयकेशरमुनिं तदन्तिषदं श्रीबुद्धिसागरं च प्रति लिख्यते आनन्दसागरैर्गुणगणपणिरोहणायमानश्रीश्रमणसङ्घसमक्षं

यदुत—अवलोकितः भावत्कः **प्रश्नोत्तरविचारः**, परं यथा श्रीकृपाचन्द्रेणाऽकृत्वा श्रीसङ्घसमक्षं प्रतिज्ञापत्रप्रकाशं सत्याहतौ यद्वा तद्वा श्रावकद्वारा जलमन्थायितं तथा भवदीयाचरणमपि दरीदृश्यते सहृदयैः सर्वैः, कथमन्यथा न व्यधायि प्रतिज्ञा न चागमनं कृतं, तथापि सभाकृतिपुरस्सरं विधित्सा चेन्निर्णये अस्माकमिवाविर्भाव्योऽवितथपक्षस्याङ्गीकारो विद्वद्वर्यनिरूपितस्य निष्पक्षं, आगन्तव्यं च **वटप**द्रेऽत्र वा, नो चेत् स्थातव्यं मौनेन, तदैव च **प्रश्नोत्तरविचार**गतानामपि अयुक्तानामपव्याख्यातानामसत्यानां च अर्थानां समालोचनरीत्या समीचीनतया भविष्यति स्फुटता, विलोक्य **प्रश्नोत्तरविचारं** साद्यन्तं ज्ञापयाम एतत् यदुत—न कोऽपि निर्णयकारकः पाठो भवन्मतानुगः शास्त्रीयो विवादास्पदेषु वेविद्यते, स्वानुजास्तदनुसारिणोऽनाभोगिकाश्च जल्पन्तु किञ्चित्, प्राक् **सुरतबन्दरे**ऽपि समक्षं ज्ञापितवन्तो भावत्के प्रश्नसमूहे यदुत—सत्यनिर्णयाङ्गीकारे चेद् वाञ्छा कुर्मो निर्णयं विवादास्पदेषु, तदापि परं नाङ्गीकारो भावत्कोऽभूत्, अस्तु, अधुनाऽपि समक्षं श्रीसङ्घस्याचक्ष्महे यदुत—अन्तर्वर्षं दूरत्वाद्वा वर्षद्वयान्तर्निर्णीतो निष्पक्षपातं विद्वद्वर्यैः सदसि साज्ञायां सिद्धान्तमुपजीव्य जैनं पक्षोऽङ्गीकरणीयोऽ

वश्यमस्माभिः अन्तःपक्षं प्रतिज्ञापत्रं भवदीयं मुद्रणद्वारा श्रीसङ्घसमक्षं प्रादुर्भविष्यति यदि तत्सत्यनिर्णयादृतौ । इति शम् ॥

नयनैर्मुनैर्यङ्कैन्दुमितवत्सरीयवैशाखकृष्णदशम्याम् ।

राजनगरात्

अलेख्यानन्दसागरैः

---

# श्री वीरो विजयतेतराम.

---

ખરતરગચ્છના **કેશરમુનિ** તથા તેના શિષ્ય **બુદ્ધિસાગર** પ્રતિ ગુણના સમુદાયરૂપી મણીઓ માટે **રોહણાચળગિરિ** સમાન એવા શ્રી સંઘ સમક્ષ **આનંદસાગર** લખે છે કે તમારો **પ્રશ્નોત્તર** વિચાર દેખ્યો, પણ જેવી રીતે શ્રી **કૃપાચંદ્રે** શ્રીસંઘસમક્ષ સત્ય અંગીકાર કરવા માટે પ્રતિજ્ઞાપત્ર જાહેર કર્યા શિવાય શ્રાવકદ્વારા યદ્વા તદ્વા કરી જલ વલોવવા જેવું કર્યું તેવું તમારું પણ આચરણ બધા વિચક્ષણોથી તેવું દેખાય છે. નહિંતર પ્રતિજ્ઞા કેમ ન કરી અને સમક્ષ આવવું પણ કેમ ન કર્યું ? છતાં પણ સભા કરીને જો નિર્ણય કરવાની ઇચ્છા હોય તો અમારી પેઠે શ્રેષ્ઠ વિદ્વાનોએ નિષ્પક્ષપણે નિરૂપણ કરેલા સત્ય પક્ષનો અંગીકાર કરવાની પ્રતિજ્ઞા જાહેર કરી અને વડોદરે કે અત્રે આવવું, નહિતર

મૌન રહેવું, તમારા **પ્રશ્નોત્તર** વિચારમાં જણાવેલા અયુક્ત અસત્ અર્થવાળા પાઠો અને અસત્ય અર્થોની પણ **સભામાં** સમાલોચનની રીતિથી સ્ફુટતા સારી **થશે. પ્રશ્નોત્તર** વિચારને **સાદ્યંત** દેખીને એટલું તો જણાવું છું કે તેમાં વિવાદસ્થાનોમાં નિર્ણય કરાવી શકે તેવો **એક** પણ **તમારા મતને અનુસરતો** શાસ્ત્ર પાઠ **નથી.** પોતાની પરંપરાવાળા કે કોઇ અનુપયોગી તો ભલે કંઇ બોલે. પહેલાં **સુરત પણ** તમે સંઘ સમક્ષ પ્રશ્નો પુછ્યા હતા ત્યારે પણ અમે જણાવ્યું હતું કે જો વિવાદસ્થાનમાં સત્યનિર્ણય અંગીકાર કરવાની ઇચ્છા હોય તો નિર્ણય કરીએ. ત્યારે પણ તમે અંગીકાર કર્યું નહોતું. ભલે હાલ પણ શ્રી સંઘ સમક્ષ કહું છું કે વર્ષની અંદર કે દૂર હોવાથી બે વર્ષની અંદર સાંગોપાંગ સભામાં વિદ્વાનોએ જિનસિદ્ધાંતને આધારે જે નિર્ણય કરાય તે અવશ્ય અમારે અંગીકાર કરવો. પણ એક પક્ષની અંદર તમે છાપાદ્વારા તે (વિવાદ-વિષયો)ના સત્યનિર્ણયના અંગીકાર માટે શ્રી સંઘ સમક્ષ પ્રતિજ્ઞાપત્ર પ્રગટ કરશો.

ઇતિ શુભં ૧૯૬૨ વર્ષે વૈશાખ કૃષ્ણ દશમી.

**રાજનગરથી લખનાર આનંદસાગર દ. પોતે.**

